# રામરક્ષા

(ગુજરાતી અર્થ સાથે)

અને

## રામસ્તુતિ

છપાવી પ્રસિદ્ધ કરનાર

ઠાકોરલાલ જયશંકર દવે સૂરતવાળા

જામનગર કાઠીયાવાડ

સંવત ૧૯૮૦

રામભક્ત-મુમુક્ષુઓ માટે ટપાલ ખર્ચનો એક આનો લઈ વિના મૂલ્ય અપાય છે

# રામરક્ષા

## (ગુજરાતી અર્થ સાથે)

અને

# રામસ્તુતિ

છપાવી પ્રસિદ્ધ કરનાર

**ઠાકોરલાલ જયશંકર દવે સૂરતવાળા**

જામનગર કાઠીયાવાડ

સંવત ૧૯૮૦

રામભક્ત-મુમુક્ષુઓ માટે ટપાલ ખર્ચનો એક આનો
લઇ વિના મૂલ્યે અપાય છે



આદૌ રામ તપોવનાધિગમનં હત્વા મૃગં કાંચનમ્ ॥
વૈદેહી હરણં જટાયુ મરણં સુગ્રીવ સંભાષણમ્ ॥
વાલી નિર્દલનં સમુદ્ર તરણં લંકાપુરી દાહનમ્ ॥
પશ્ચાદ્રાવણ કુંભકર્ણ હનનં એતદ્ધિ રામાયણમ્ ॥



# अथ श्री रामरक्षास्तोत्र प्रारंभः ॥

શ્રી સીતારામ ચંદ્રાભ્યાં નમ ॥ અસ્ય શ્રી રામરક્ષા સ્તોત્ર મંત્રસ્ય ॥ બુધકૌશિક ઋષિ ॥ શ્રી સીતારામચંદ્રો દેવતા ॥ અનુષ્ટુપ્ છંદ ॥ સીતા શક્તિ ॥ શ્રી મદ્હનૂમાન કિલકમ્ ॥ શ્રી રામચંદ્ર પ્રીત્યર્થે રામરક્ષા સ્તોત્રમંત્ર જપે વિનિયોગ ॥

( આ રામરક્ષા સ્તોત્રરૂપી મંત્રના ઋષિ બુધકૌશિક છે દેવતા શ્રી સીતારામચંદ્ર છે છંદ અનુષ્ટુપ્ છે શક્તિ શ્રી સીતા છે કિલક શ્રી હનુમાન છે શ્રી રામચંદ્રને પ્રસન્ન કરવા અર્થે રામરક્ષા સ્તોત્રનો પાઠ કરવો )

॥ અથધ્યાનમ્ ॥ ધ્યાયેદાજાનુબાહું ધૃતશરધનુષં બદ્ધપદ્માસનસ્થં ॥ પીતં વાસોવસાનં નવ કમલદલ સ્પર્દ્ધિનેત્રં પ્રસન્નમ્ ॥ વામાંકારૂઢ સીતા મુખકમલમિલ લ્લોચનં નિરદાભં ॥

નાનાલંકાર દીપ્ત દધત મુકજટા મંડલ રામચંદ્રમ્ ॥
ઇતિધ્યાનમ્ ॥

( અથધ્યાન—ગોઠણ સુધી લાંબા હાથવાળા, ધનુષ્યબાણ ધરનાર, બ્રહ્માસનવાળી બિરાજેલા, પીળા વસ્ત્રો પહેરનાર, નવા કમલના દળ જેવા સુંદર નેત્રવાળા, પ્રસન્ન, ડાબા ખોળામા બિરાજેલા સીતાના મુખકમળ ઉપર લાગેલા નેત્રવાળા, મેઘના સરખી કાન્તિવાળા, અનેક પ્રકારના અલંકારોથી દીપતા અને મોટા જટામંડલને ધરનાર શ્રી રામચંદ્રનુ હુ ધ્યાન ધરૂ છુ )

ચરિત રઘુનાથસ્ય શતકોટિ પ્રવિસ્તરમ્ ॥
એકૈક મક્ષર પૂસા મહાપાતક નાશનમ્ ॥૧॥

( શ્રી રામચંદ્રજીનુ ચરિત્ર સો કરોડના વિસ્તારવાળુ છે કે જેનો એકેક અક્ષર માણસોના મહા પાપોને નાશ કરનાર છે )

ધ્યાત્વાનીલોત્પલશ્યામ રામ રાજીવ લોચનમ્॥
જાનકી લક્ષ્મણોપેત જટામુકુટ મંડિતમ્ ॥૨॥
સાસિતૂણ ધનુર્બાણ પાણિનક્ત ચરાંતકમ્ ॥
સ્વલીલયાજગત્રાતુ માવિર્ભૂત મજ વિભુમ્ ॥૩॥

ગમરક્ષા પડે ત્પ્રાજ્ઞ પાપઘ્નીં સર્વ કામદામ્ ॥

( નીલા કમળ જેવી સ્યામ મૂર્તિવાળા, કમળ સરખા નેત્રવાળા, સીતાજી અને લક્ષ્મણજી સહીત, જટા અને મુગટથી શોભતા, તરવાર સહિત, ભાથા અને ધનુષ્યબાણ જેના હાથમા છે એવા, રાક્ષસોના કાળરૂપ (નાશ કરનાર) જગતનુ ક્ષણ કરવા માટે પોતાની લીલાથી પ્રગટ થએલા અને વાસ્તવિક રીતે જન્મ વિનાના સમર્થ શ્રી રામચદ્રજીનુ ધ્યાન ધરીને ડાહ્યા માણસોએ પાપને ટાળનારી અને સર્વ કામનાઓને પૂરનારી આ રામરક્ષાનો પાઠ કરવો )

શિરોમે રાઘવ પાતુ ભાલ દશરથાત્મજ ॥૪॥

કૌશલ્યેયોદ્દશૌપાતુ વિશ્વામિત્ર પ્રિય શ્રુતિ ॥

ઘ્રાણ પાતુ મખત્રાતા મુખ સોમિત્રિવત્સલ ॥૫॥

( રઘુકુળમા પ્રગટેલા પ્રભુ મારા માથાની રક્ષા કરજો દશરથના પુત્ર મારા કપાળની રક્ષા કરજો કૌસલ્યાના પુત્ર મારી આખોની રક્ષા કરજો વિશ્વામિત્રના પ્યારા મારા બન્ને કાનની રક્ષા કરજો યજ્ઞનુ રક્ષણ કરનારા મારી નાસિકાનુ રક્ષણ કરજો )

જીવ્હા વિદ્યાનિધિ પાતુ કઠ ભરતવદિત ॥

સ્કધૌ દિવ્યાયુધ પાતુર્ભુજૌ ભગ્નેશકાર્મુક ॥૬॥

(વિદ્યાના ભંડાર મારી જીભની રક્ષા કરજો ભરત- જીએ નમસ્કાર કરેલા રામચંદ્ર મારા કંઠની રક્ષા કરજો દિવ્ય આયુધને ધારણ કરનારા મારા ખભાની રક્ષા કરજો શિવજીના ધનુષ્યને ભાંગનારા રામચંદ્ર મારી ભુજાઓની રક્ષા કરજો

કરૌ સીતાપતિ પાતુ હૃદયં જામદગ્ન્યજિત્ ॥
મધ્યં પાતુ ખરધ્વંસી નાભિં જામ્બવદાશ્રયઃ ॥૭॥

(સીતાના પતિ રામચંદ્ર મારા હાથની રક્ષા કરજો પરશુરામને જીતનારા રામચંદ્ર મારા હૃદયની રક્ષા કરજો ખરદૈત્યને મારનારા રામચંદ્ર મારા મધ્યની રક્ષા કરજો જાંબવાનના આશ્રયરૂપ રામચંદ્ર મારી નાભીની રક્ષા કરજો)

સુગ્રીવેશઃ કટી પાતુ સક્થિની હનુમત્પ્રભુઃ ॥
ઊરૂ રઘુત્તમ પાતુ રક્ષઃ કુલ વિનાશકૃત ॥૮॥

(સુગ્રીવના ઈશ્વર રામચંદ્ર મારી કડની રક્ષા કરજો હનુમાનના પ્રભુ રામચંદ્ર મારી સક્થિનીની રક્ષા કરજો રાક્ષસ કુળનો નાશ કરનારા રઘુકુળમાં ઉત્તમ રામચંદ્ર મારા બન્ને સાથળની રક્ષા કરજો )

જાનુનિ સેતુકૃત્પાતુ જંઘે દશમુખાન્તક ॥
પાદૌ વિભીષણ શ્રીદ પાતુરામોઽખિલં વપુઃ ॥૯॥

( સમુદ્રમાં સેતુ બાંધનારા રામચંદ્ર મારાં ગોઠણની રક્ષા કરજો. રાવણનો નાશ કરનારા રામચંદ્ર મારી પીંડીઓની રક્ષા કરજો. વિભીષણને સંપત્તિ આપનાર રામચંદ્ર પગની રક્ષા કરજો. અને શ્રી રામચંદ્રજી આખા શરીરની રક્ષા કરજો. )

એતાં રામ બલોપેતાં રક્ષાંય સુકૃતી પઠેત ॥
સચિરાયુ સુખી પુત્રી વિજયી વિનયી ભવેત ॥૧૦॥

( સુકૃત કરનારો જે માણસ આ રામના બળવાળી રક્ષાનો પાઠ કરે, તે લાંબા આયુષ્યવાળો થાય, સુખી થાય, પુત્રસંતતિ પામે, વિજયને મેળવે, અને વિનયવાળો થાય. )

પાતાલ ભૂતલવ્યોમ ચારિણશ્છદ્મ ચારિણ ॥
નદ્રષ્ટુમપિશક્તાસ્તે રક્ષિતં રામનામભિ ॥ ૧૧॥

( શ્રી રામચંદ્રજીના નામથી જેને રક્ષા થઇ હોય તેને જોવાને પણ પાતાલમાં, પૃથ્વી પર અને આકાશમાં ફરનાર કપટી ભૂતાદિક લોકો પણ સમર્થ નથી. )

ગમેતિ ામભદ્રેતિ ગમચદ્રેતિ વા ્મગન્ ।।
નરોનત્રિપ્યતે પાપૈર્ભુક્તિ મુક્તિર્ચવિ દતિ ।। ૧૨ ।।

( ગમ, ગમભદ્ર, અથવા ગમચદ્ર એમાના કોઇપણ નામનુ ્મગ્ણ ડ્નાર માણસ કોઇ દ્વિસ પાપોથી નહિ લેપાતા સુખને અને મોક્ષને મેળવે છે )

જગજ્જૈત્રૈકમત્રેણ ગમનાચ્નાભિરક્ષિતમ્ ।।
ય ડ ઠેવ્રા ધ્યેત્તસ્ય ડ્નથા સર્વસિદ્ધય ।। ૧૩।।

( જગતને જીતનાગ એક ગમનામના મત્રથી જેમા ્ક્ષા કગ્વામા આવી છે, એવા આ ્તોત્રનો જે કોઇ પાઠ ડરે તેને સર્વ સિદ્ધિઓ પામે આવી ગહે છે )

વજ્રપજગનામેદ યો ગમકવચસ્મરેત્ ।।
આવ્યાહતાજ્ઞ સર્વત્ર લભતે જયમગલમ્ ।। ૧૪।।

( વજ્રપજગ નામના આ ગમકવચને જે કોઇ સભારે, તે સર્વત્ર અખડ આજ્ઞાવાળો થાય છે અને વિજયને તથા કલ્યાણને મેળવે છે )

આદિષ્ટવાનયથાસ્વપ્ને ગમક્ષામિમાહગ ।।
તથા લિખિતવાનપ્રાત પ્રબુદ્ધોબુધકૌશિક ।। ૧૫।।

૧૯૫૮



( શ્રી સદાશિવે સ્વપ્નામા આવીને જે પ્રમાણે ગમન્ત્રા કહી, તેજ પ્રમાણે તે બુદ્ધિવાન કૌશિક રૂષિએ સવારમા જાગીને લખી લીધેલી છે )

આરામ કલ્પવૃક્ષાણા વિરામ સકલાપદામ્ ॥
અભિરામસ્ત્રિલોકાના રામ શ્રીમાન્સન પ્રભુ ॥ ૧૬॥

( સર્વ કલ્પવૃક્ષોના બગીચારૂપ, સઘળી વિપત્તિઓને શાત કરનાર, અને ત્રિલોકને આનદ આપનાર એવા શ્રીમાન્ રામચદ્રજી અમારા પ્રભુ છે )

તરૂણૌ રૂપસમ્પન્નૌ સુકુમારૌ મહાબલૌ ॥
પુડરીક વિશાલાક્ષૌ ચીરકૃષ્ણાજિનાબરૌ ॥ ૧૭॥

( જુવાન અવસ્થાવાળા, અતિ રૂપાળા, સુકુમાર શરીરવાળા, મહા બળવાળા, કમલ સરખા વિશાળ નેત્રવાળા, ચીર ને કાલીયારના ચર્મરૂપી વસ્ત્રો ધરનારા-)

ફલ મૂલાશિનૌદાતૌ તાપસૌ બ્રહ્મચારિણૌ ॥
પુત્રૌ દશરથસ્યેતૌ ભ્રાતરો રામલક્ષ્મણૌ ॥૧૮॥

( ફળમૂળનુ ભક્ષણ કરનારા, ઇંદ્રિયોને વશ રાખનારા તપ કરનારા, બ્રહ્મચર્ય પાળનારા, અને દશરથના પુત્ર આ રામ અને લક્ષ્મણ એ બે ભાઇઓ-)

શરણ્યૌ સર્વસત્વાના શ્રેષ્ઠૌસર્વધનુષ્મતામ્ ॥
રક્ષ કુલ નિહતારૌ ત્રાયેતાનો રઘુત્તમૌ ॥૧૯॥

( કે જેઓને શરણે જાવા સર્વ પ્રાણીઓ યોગ્ય છે, તે સર્વ ધનુષ્યધારીઓમા ઉત્તમ છે રાક્ષસના કુળનો નાશ કરનાર છે અને રઘુવંશમા ઉત્તમ પુરૂષ છે તેઓ શ્રી રામ લક્ષ્મણ મારૂ રક્ષણ કરવાને પૃથ્વીપર અમારી રક્ષા કરો )

આત્તસજ્જધનુષા વિષુસ્પૃશા વક્ષયાશુગનિષંગસંગિના ॥
રક્ષણાય મમ રામલક્ષ્મણાવગ્રત પથિસદૈવગચ્છતામ્ ॥૨૦॥

( સજ્જ કરેલા ધનુષ્યોને ધરી રહેલા બાણનો સ્પર્શ કરનારા, અને અખુટ બાણોથી ભરેલા ભાથાઓની સાથે શ્રી રામ લક્ષ્મણ મારૂ રક્ષણ કરવાને માર્ગમા સદૈવ આગળ ચાલજો )

સન્નદ્ધ કવચી ખડગી ચાપબાણ ધરોયુવા ॥
ગચ્છન્મનોરથોસ્માક રામ પાતુસલક્ષ્મણમ્ ॥૨૧॥

(બખ્તર ખડ્ગ તથા ધનુષ્યબાણ ધરી અમારા મનરૂપી રથમા બિરાજીને ચાલતા અને લક્ષ્મણજીની સાથે રહેતા જુવાન શ્રી રામચદ્રજી અમારી રક્ષા કરો )

રામો દાશરથિ શૂરો લક્ષ્મણાનુચરોબલી ॥
કાકુત્સ્થ પુરૂષ પૂર્ણ કૌસલ્યેયો રઘુત્તમ ॥૨૨॥

( દશરથ રાજાના પુત્ર રામ, લક્ષ્મણ જેમની સેવા કરે છે એવા બળિયા, કકુત્સ્થ કુળમા જન્મેલા પુરૂષ, પૂર્ણ સ્વરૂપવાળા કૌસલ્યાના પુત્ર, રઘુકુળમા ઉત્તમ જે )

વેદાત વેદ્યો યજ્ઞેશ પુરાણ પુરૂષોત્તમ

જાનકી વલ્લભ શ્રીમાન્ અપ્રમેય પરાક્રમ ॥૨૩॥

( વેદાન્તથી જાણી શકાય એવા, યજ્ઞોના ઇશ્વર પુરાણ પુરૂષોત્તમ, જાનકીજીના પતિ, શોભાયમાન, અતિ પરાક્રમવાળા—)

ઇત્યેતાનિજપેન્નિત્ય યોભકત શ્રદ્ધયાન્વિત ॥

અશ્વમેધાધિક પુણ્ય સપ્રાપ્નોતિ ન સશય ॥૨૪॥

( શ્રદ્ધાવાળો ભકત આ નામોને નિત્ય જપ્યા કરે, તે અશ્વમેધ યજ્ઞ કરવાના પુણ્યથી વધારે પુણ્યને પામે છે તેમા કાઇજ સદેહ નથી )

રામ દૂર્વાદલશ્યામ પદ્માક્ષ પીતવાસસમ્ ॥

સ્તુવતિનામભિર્દિવ્યૈર્નતે સસારિણોનરા ॥૨૫॥

( જેઓ દૂર્વાના દલ જેવા શ્યામ વર્ણવાળા, કમળના સરખા નેત્રોવાળા, અને પીળા વસ્ત્રો પહેરનાર એવા શ્રી રામચદ્રની આ દિવ્ય નામોથી સ્તુતિ કરે છે, તે માણસો

જન્મમરણને પામતા નથી )

રામ લક્ષ્મણ પૂર્વજ રઘુવર સીતાપતિ સુંદરમ્ ॥
કાકુત્સ્થ કરુણાર્ણવ ગુણનિધિ વિપ્રપ્રિય ધાર્મિકમ્ ॥
રાજેન્દ્ર સત્યસંધ દશરથતનય શ્યામલ શાન્તમૂર્તિમ્ ॥
વંદે લોકાભિરામ રઘુકુલતિલક રાઘવ રાવણારિમ્ ॥૨૬॥

( લક્ષ્મણજીના મોટાભાઇ, રઘુકુળમાં ઉત્તમ, સીતાના પતિ, સુંદર કાકુત્સ્થના વંશમાં-રઘુકુળમાં ઉત્પન્ન થએલા, કરુણાના સમુદ્ર, રૂપગુણના ભંડાર, બ્રાહ્મણો ઉપર પ્રેમ રાખનારા, ધર્મ કરનારાઓના અધિપતિ, સાચી પ્રતિજ્ઞાવાળા, દશરથના પુત્ર, શ્યામ સ્વરૂપ, શાન્ત મૂર્તિવાળા, લોકોને આનંદ આપનાર, રઘુકુળને શોભાવનારા, અને રાવણના શત્રુ એવા શ્રી રામચંદ્રને હું નમસ્કાર કરું છું )

રામાય રામભદ્રાય રામચંદ્રાય વેધસે ॥
રઘુનાથાય નાથાય સીતાયાઃ પતયે નમઃ ॥૨૭॥

( રઘુકુળના નાથ, સીતાના પતિ અને જગતને રચનાર શ્રી રામ કે જે રામચંદ્ર અને રામભદ્ર એ નામોથી પણ કહેવાય છે તેમને હું નમસ્કાર કરું છું )

શ્રી રામ ામ ઘુનંદન રામ ામ ।।
શ્રી ામ ામ ભરતાગ્રજ ામ રામ ।।
શ્રી રામ રામ ણકર્કશ ામ રામ ।।
શ્રી ામ ામ શરણં ભવ રામ ામ ।।૨૮।।

( હે ઘુના વંશમા ઉત્પન્ન થએલા, હે રામ ! હે ામ ! હે ામ ! હે ભરતના મોટાભાઇ, હે રામ ! હે રામ ! હે રામ ! હે સંગ્રામમા કઠણપણુ વાપરનારા, હે રામ ! હે રામ ! હે રામ ! હે લક્ષ્મીને રમાડનારા હે ામ ! હે ામ ! હે રામ ! હે રામ ! અમારૂ શરણ થાઓ )

શ્રી રામચંદ્ર ચરણૌ મનસાસ્મરામિ ।।
શ્રી રામચંદ્ર ચરણૌ વચસાગૃણામિ ।।
શ્રી રામચંદ્ર ચરણૌ શિરસાનમામિ ।।
શ્રી રામચંદ્ર ચરણૌ શરણં પ્રપદ્યે ।।૨૯।।

( શ્રી રામચંદ્રના ચરણોને મનવડે સભારૂ છુ શ્રી રામચંદ્રના ચરણોને વચનવડે ગાઉ છુ શ્રી રામચંદ્રના ચરણોને મસ્તકવડે નમુ છુ અને શ્રી રામચંદ્રજીના ચરણોને હુ શરણાગત થાઉ છુ )

માતા રામોમત્પિતા રામચંદ્ર સ્વામી રામો મત્સખા રામચંદ્ર ।।
સર્વસ્વ મે રામચંદ્રો દયાલુર્નાન્ય જાનેનૈવજાનેનજાને ।।૩૦।।

( મારા માતા શ્રી રામચંદ્ર છે મારા પિતાશ્રી રામચંદ્ર છે મારા સ્વામી શ્રી રામચંદ્ર છે મારા મિત્ર શ્રી રામચંદ્ર છે અને મારૂં સર્વસ્વ દયાળુ શ્રી રામચંદ્ર છે બીજા કોઇને હું માતા પિતા, સ્વામી, મિત્ર અને સર્વસ્વ જાણતો નથી અને ઓળખતો પણ નથી )

દક્ષિણે લક્ષ્મણો યસ્ય વામેચ જનકાત્મજા ।।
પુરતી મારૂતિર્યસ્ય તં વંદે રઘુનંદનમ્ ।।૩૧।।

( જેની જમણી કોર લક્ષ્મણજી છે ડાબી કોર સીતાજી છે અને આગળ હનુમાનજી છે, તે રઘુકુળના કુમાર શ્રી રામચંદ્રજીને હું નમસ્કાર કરૂં છું )

લોકાભિરામં રણરંગધીરં રાજીવનેત્રં રઘુવંશનાથમ્ ।।
કારૂણ્યરૂપં કરૂણાકરં તં શ્રીરામચંદ્રં શરણં પ્રપદ્યે ।।૩૨।।

( લોકોને આનંદ આપનારા, રણસંગ્રામરૂપી નાટકમાં ધીરજ રાખનારા, કમળ સરખા નેત્રવાળા, રઘુવંશના નાથ દયાની મૂર્તિરૂપ અને કરૂણાના નિધાન શ્રી રામચંદ્રને હું શરણ જાઉં છું )

મનોજવં મારૂતતુલ્યવેગં જીતેંદ્રિયં બુદ્ધિમતાંવરિષ્ઠમ્ ।।
વાતાત્મજં વાનરયૂથમુખ્યં શ્રીરામદૂતં શરણં પ્રપદ્યે ।।૩૩।।

( મનના જેવા વેગવાળા, વાયુની જેવી ગતિવાળા, ઇંદ્રિયોને જીતનારા, બુદ્ધિવાન પુરૂષોમા શ્રેષ્ઠ, વાયુના પુત્ર અને વાનરોના યૂથના મુખ્ય અને શ્રી રામચંદ્રજીના દૂતને ( શ્રી હનુમાનજીને ) હુ શરણે જાઉ છુ )

કુજંત રામરામેતિ મધુર મધુરાક્ષરમ્ ।।
આરૂહ્ય કવિતા શાખા વંદે વાલ્મિકિ કોકિલમ્ ।।૩૪।।

( કવિતારૂપી શાખા ઉપર ચડીને મીઠાશ ઉપજે એવી રીતે "રામ-રામ" એમ મધુર અક્ષરનો ઉચ્ચાર કરના વાલ્મિકી ઋષિરૂપી કોકિલને હુ નમસ્કાર કરૂ છુ )

આપદામપહર્તારં દાતારં સર્વ સંપદામ્ ।।
લોકાભિરામ શ્રીરામ ભૂયોભૂયો નમામ્યહમ્ ।। ૩૫ ।।

( વિપત્તિઓનો નાશ કરનાર, સર્વ સંપત્તિઓને આપનારા, અને લોકોને આનંદ આપનારા શ્રીરામચંદ્રજીને વારંવાર હુ નમસ્કાર કરૂ છુ )

ભર્જન ભવ બીજાનામર્જન સુખસંપદામ્ ।।
તર્જન યમદૂતાના રામરામેતિ ગર્જનમ્ ।। ૩૬ ।।

( રામ નામનો ઉંચા સ્વરથી ઉચ્ચાર કરવો એ સંસારબીજને ભુંજી નાખનારો- અર્થાત્ જન્મમરણના કારણનો નાશ કરનારો, સુખસંપત્તિઓનુ સંપાદન કરનારો, અને યમના દૂતોને તરછોડી નાખનારો છે )

રામો રાજમણિ સદા વિજયતે રામં રમેશં ભજે ॥
રામેણાભિહતા નિશાચરચમુ રામાય તસ્મૈ નમ ॥
રામાન્નાસ્તિ પરાયણં પરતરં રામસ્ય દાસોઽસ્મ્યહમ્ ॥
રામેચિત્તલય સદાભવતુમે ભો રામ મામુદ્ધર ॥ ૩૭ ॥

( રાજાઓમા મણી સરખા શ્રીરામચદ્ર નિરતર સર્વોત્કૃષ્ટ છે રમાના પતિ રામચદ્રને હુ ભજુ છુ જે રામચદ્રજીએ રાક્ષસોની સેનાને હણી નાખી તે રામચદ્રજીને હુ નમસ્કાર કરૂ છુ શ્રી રામચદ્રજીથી અધિક બીજુ કાઇ પણ શરણ નથી હુ શ્રીરામચદ્રજીનો દાસ છુ શ્રીરામચદ્રને વિષે સદૈવ મારા ચિત્તનો લય થજો હે શ્રી રામચદ્ર મારો ઉદ્ધાર કરો )

રામરામેતિરામેતિ રમેરામેમનોરમે ॥
સહસ્રનામતત્તુલ્ય રામનામવરાનને ॥ ૩૮ ॥

( મહાદેવજીએ પણ કહ્યુ છે કે- હે પાર્વતિ ! વાર વાર શ્રીરામનુ નામ જપતો હુ મનોહર રામચદ્રને વિષે રમુ છુ એક રામનામ અને બીજા હજાર નામ એ બેએ બરાબર છે )

ઇતિશ્રી બુધ કૌશિક વિરચિત શ્રીરામરક્ષા સ્તોત્ર સપૂર્ણમ્ ॥ શ્રીસીતારામચદ્રાર્પણમસ્તુ ॥

( ઇતિશ્રી બુધકૌશિક ઋષિએ રચેલ શ્રીરામરક્ષા સ્તોત્ર સપૂર્ણ-અને તે શ્રીસીતારામચદ્રને અર્પણ હજો )

# सार रामायणमां रामस्तुति

હરીગીત ૭૬

જયરામ રઘુકુળ ભાણુ, વેદ વખાણુ આપતણા કરે,
જયરામ પૂરણ કામ, પાપી આપનામ સ્મર્યે તરે
જયરામ નિશિચર મારવા, ભૂમિના ભાર ઉતારવા,
પ્રગટ્યા અહો પરબ્રહ્મ! પુણ્યની સુભક્તો તારવા- ૧
જયરામ વરા ઇક્ષ્વાકુને, અજપુત્ર દશરથને ઘરે,
જયરામ કૌશલ્યા ઉદરથી, ઉદ્ભવ્યા જગમા ખરે,
જયરામ વિશ્વામિત્ર સહ, કાચી કિશોર વયે જઇ,
જયરામ મારી તાડિકા, મૃદુ હાથમા કાર્મુક લઇ- ૨
જયરામ સારી અર્થ, તાપસના જનકગેહે જતા,
જયરામ ઉદ્ધારી અહલ્યા, પગરજે જરી સ્પર્શતા,
જયરામ ત્ર્યંબક તોડિ, મોડી માન રાવણનુ પ્રભુ,
જયરામ સીતાને વર્યા, વિસ્મિત કરી જગને વિભૂ- ૩
જયરામ પરશુરામનો, મદ મોડિ અવધે આવીયા,
જયરામ સીતા લાવી બાહુ, સર્વને મન ભાવિયા,
જયરામ વચન પિતાતણુ, પળવા સુઅભિષેકજ સમે,

જયરામ જાનકિ સહ વને, વિચર્યા ખચ્યા ન ગ્યા કયમે-૪
જયરામ ભરતે વીનવ્યા, ગિરી ચિત્રકૂટે આવિને,
જયરામ મરણ પિતાતણુ, પ્રતિયોગથી સભળાવિને,
જયરામ તોપણ નવ ડગ્યા, અતિ તાપ અતરમા થતે,
જયરામ ભાળવ્યુ રાજ્ય ભક્ત, સુભરતને વનમા જતે-૫
જયરામ પછિ દડક વને, ગોદાવરી ત્રટ આવિને,
જયરામ પચવટી વિષે, પોતે વસ્યા મુનિ ભાવિને,
જયરામ ત્યા દશકધ ભગિની આવિ પાપ મતિ ધરી,
જય ામ તેને લક્ષ્મણે, ક્ષણમાત્ર નાકવની કરી- ૬
જયરામ રાક્ષસ ચાર સહસ્ત્ર, વિદારીયા તે વન મહીં,
જયરામ ખરદૂખર ત્રિશીરાનેય પણ માયા તહી,
જયરામ સાર્યા અર્થ તાપસના નિશાચ ને હણી,
જયરામ રાવણ કોપિયો, સુણિ વાત શુર્પનખા તણી-૭
જયરામ તેથી પાપિએ પાપાચરણ વળતી કર્યા,
જયરામ મારિચ મૃગ કરી, થઇ જોગી જગમાતા હર્યા,
જયરામ ગીધ જટાયુએ, રોકયો પ્રપચી પાપિને,
જયરામ તોપણ તે ગયો, પાખોસુ તેની કાપીને- ૮
જયરામ આવ્યા આશ્રમે, જનકાત્મજા જોયા નહી,
જયરામ વાત જટાયુએ, સીતા હરણની સૌ કહી,

જયરામ આપી મુક્તિને, ખગને સતીની શોધમા,
જય રામ વાધ્યા વિશ્વનેજ, જણાવવા બહુ ક્રોધને- ૯
જયરામ જાનકિના વિયોગ, નડેજ વ્યાકુળ બહુ થતા,
જયરામ શવરી આશ્રમે, દીઠા સુદેવગણે જતા,
જયરામ પૂર્ણ કામ આવ્યા, જોઇને શવરી તદા,
જયરામ ચરણ સરોજમા, લપટાઇ ગઇ થઇ મનમુદા-૧૦
જયરામ એઠા બોર તેના, તૃપ્ત થઇ તેવે જમ્યા,
જયરામ ભોળે ભાવ-ગાડી વેલિને પોતે ગમ્યા
જયરામ પપાસર પછી, શવરી કહ્યાથી પરવર્યા,
જય રામ સુગ્રીવાદિ કપિગણને સહાય વિષે વર્યા- ૧૧
જયરામ વાલી મારિ સંકટ ટાળિ કપિ સુગ્રીવનુ,
જયરામ દૃઢ મૈત્રી કરી, દળ મેળવ્યુ માણસરનુ,
જયરામ હનુમાને તદા, કરિ શોધ સીતાની કહ્યુ,
જયરામ છે જનકાત્મજા, લંકા વિષે આપે લહ્યુ- ૧૨
જયરામ પત્થર પાજ બંધાવી ઘણા લંઘૂરથી,
જયરામ વાનર રીંછ દળ લઇ, આવિયા બહુ દૂરથી,
જયરામ લંકાને વિષે, આવી મહા યુદ્ધ આદરી,
જયરામ રાવણ રોળિયો, પરિવાર સહ પૂરો કરી- ૧૩
જયરામ ભૂંડો અનહ રાક્ષસ, ભક્ત ભય હરવા તમે,

જયરામ જાનકિ નિમિતથી, માર્યા મરે નહિ જે કયમે,
જયરામ ભક્ત સુઆપનો, વિભિષણ કરી સ્થિર હે હરિ !
જયરામ જાનકિ લઇ ફર્યા, સૂવિજય ધર્મ તણો કરી- ૧૪
જયરામ ચરિત સુઆપનુ, ઉચ્છાહ રહેવા આદયુ,
જયરામ શતકોટી વિષે, મુનિ વાલ્મિક ચિને ભર્યુ
જયરામ તૃપ્તિ તોય તે, મુનિને નથી થઇ શુ કહુ ?
જયરામ હુ મતિમંદ, **રામ** ઉચારિ તૃપ્ત સદા રહુ-૧૫
જયરામ તારક મંત્ર માત્રજ, આપનુ શુભ નામ છે,
જયરામ તો વિસ્તારનુ, મારે પછી શુ કામ છે?
જયરામ એથી **રામરામ** હુ જીભથી રટુ સર્વદા,
જયરામ ગણપતરામને મતિ આપજો એવી સદા- ૧૬

## રામચંદ્ર ઇચ્છારામ વ્યાસ

ઉપરોક્ત “ રામસ્તુતિ ” એ મોતાનિવાસી શ્રીમાન્ રાવબહાદુર રામચંદ્રભાઇ પેન્શનર હજુર ડે કલેકટર સાહેબની કૃપાના પરિણામે આ પુસ્તકમા દાખલ કરવા મળી છે, તેથી તેમનો ઉપકાર માનુ છુ તેમજ સંશોધન-પ્રૂફ તપાસણી માટે શ્રીયુત્ બાલકવિ અને સુંદર છપાઇ માટે શ્રીયુત રતિલાલ ત્રિવેદી એમના મિત્રભાવની નોધ લઉ છુ

શ્રીકૃષ્ણ જન્માષ્ટમી } પ્રસિદ્ધ કર્તા

તદ્દન મફત !　　　　　　　　　　　　તદ્દન મફત !

# વૈદ્યકીય સમ્મતિ

પોતાના કોઇપણ રોગને માટે ખરેખરી અને અવિ-અગ હકીકત લખી જણાવનારને વૈદ્યકીય સલાહ તદ્દન મફત લખી મોકલમા આવે છે તથા યોગ્ય ઔષધ કે જેનાથી રોગ તદ્દન નાબુદ થવા પામે છે, અને જે અમારે ત્યાંથી અથવા દરેક સુપ્રસિદ્ધ દેશી વૈદ્યને ત્યાંથી મળી શકે છે તેની ભલામણ કરવામા આવે છે પત્ર વ્યવહાર ખાનગી રાખવામા આવે છે જવાબ માટે સ્ટેમ્પ બીડવી વિશેષ દવાઓ માટે અમારૂ તદ્દન મફત મળતુ કયાટલોગ મગાવો અથવા લખો—

**વૈદ્ય કાલિદાસ વિ. પોપટભાઇ** આરોગ્યકર ઔષધાલય ઠે પોસ્ટ ઓફીસ પાસે મુ **પાટણ** ( ઉત્તર ગુજરાત )

**વૈદ્ય સી પી ચતુર્વેદી** મેનેજર શ્રી ગુરૂરાજ ફાર્મસી **જામનગર** ( કાઠીયાવાડ )

**વૈદ્ય મણિશંકર વિ. પોપટભાઇ** ઠે મહાલક્ષ્મીના મંદિર પાસે મુ **લીબડી** ( કાઠીયાવાડ )

## સુપ્રસિદ્ધ બાલકવિની રસમય કલમનાં
## આનંદ આપનાર ઉત્તમ પુસ્તકો

(૧) **મૃણાલિની**—સંસારને સ્વર્ગીયતા આણવાના સાધનરૂપ, પ્રેમનું અપૂર્વ રહસ્ય સમજાવતી વડોદરા વગેરે રાજ્યોએ લાયબ્રેરીના શૃંગારરૂપ ગણેલી નવલકથા પૃષ્ટ ૨૦૦ છતાં કિંમત રૂા ૧-૪-૦

(૨) **પ્રેમગુચ્છ** યાને **સતી સેલિમા બેગમ** આત્મભોગનું હૃદય દ્રાવક ચિત્ર આપતી નવલકથા તેની ઉત્તમતા ટુંક સમયમાં તેની બીજી આવૃત્તિ નિકળવાથીજ સિદ્ધ થાય છે કિંમત ૦-૬-૦

(૩) **નાસ્તિક કે આસ્તિક**! (જામનગર દેવાલય વર્ણન) ધાર્મિક ભક્તો પ્રભુસ્તુતિના કાવ્ય વાંચી છોટી કાશીના પુણ્યને પ્રાપ્ત કરે છે કિંમત ૦-૨-૦

આ સિવાય જ્ઞાન અને ગમત આપનાર નાટકો અને નવલકથાઓ માટે પત્રવ્યવહાર કરો તેમાં અવશ્ય લાભ મેળવશો

લખો — **બાલકવિ જામનગર**